॥ વંદેમાતરમ્ ॥

જય સ્વદેશ    જય સ્વરાજ

# દેશી ગરબાવળી

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર.

ગુજરાત સાહિત્ય મંદિરના વ્યવસ્થાપક

કેશવલાલ ગોકળદાસ શાહ મુ. ભરૂચ.

ઠે. ફતેપોર બજાર.

સં. ૧૯૮૩    સને ૧૯૨૭



આવૃત્તિ ૧ લી    પ્રત ૩૦૦૦.



શ્રી જૈન વિદ્યા વિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. વાડીલાલ નાથાલાલે છાપી. રીચીરોડના પુલ નીચે—અમદાવાદ.



કીમત એક પૈસો



# બે બોલ.

આજે પરમાત્માની કૃપાથી પૈસા સીરીઝ ચોથી નીકળે છે. અને પૈસા સીરીઝનો ઉઠાવ સારો છે અને તે ઉઠાવને પોચી વળવા માટે આવતા અઠવાડીઆમાં અમારા તરફથી દસ હજાર કોપી નીકળશે અને તે સચિત્ર નીકળશે. છતાં તેની કીંમત તો એકજ પૈસો લેવામાં આવશે. આ એક મહીનામાં ગુજરાત સાહીત્ય મંદીરને રૂ. ૫૦ (પચાસ) ની ખોટ આવેલી છે છતાં પણ તે તમારા ઉપર ભરોંસો રાખીને પોતાનું સાહસ વધારેજ જાય છે. તો શું આપ તેને તમારાથી બનતી મદદ નહિ કરો ?

દરેક વખત જણાવી ગયો છું કે આપ જાહેર ખબર મોકલીને મદદ કરો, મદદ કરો; છતાં તમે મદદ ન કરો તો મારામાં હીંમત નથી કે દર મહીને રૂ. ૫૦ ની નુકશાની ખાયા કરૂં માટે હરીને વીનંતી કરીશ કે આપ મને જાહેર ખબર મોકલીને મદદ કરો પરમાત્મા તમારૂં ભલુ કરશે.

લી. ગુજરાત સાહિત્ય મંદીર

-૫-૧૯૨૩. ફતેપુર બજાર

ભરૂચ.

# દેશી ગરબાવળી.

## ગીત ૧ લું.

### સ્વરાજ લેવું સ્હેલ છે.

કહેવાશે વાત ખરી થોડામાં સમજી લેવી,
મારી બેનો સ્વરાજ લેવું સહેલ છે.
શરમને તો લાવો ખાદીનાં કપડાં પે'રો. મારી બેનો.
વખત નકામો ન ગાળો રેંટીયાથી પ્રીતી જોડો. મારી બ્હેનો.
હાલ ગવન ન લેશો નહી તો ફજેત થાશો. મારી બ્હેનો.
લખી લખીને થાકયા ગાંધીજી જેલે ગયા. મારી બ્હેનો.
ગોખજો તમે મંત્ર રેંટીયાથી સ્વતંત્ર. મારી બ્હેનો.
કરો વીચાર તમે સમજો ને મન માંહી. મારી બ્હેનો.
લખાણુ તમે વાંચો નવ જીવનથી પ્રીતી બાંધો. મારી બ્હેનો.
દારૂ જે કોઈ પીશે તે કમોતે તો મરશે. મારી બ્હેનો.
સર્વ જીવ હીંસાને ત્યાગો સ્વરાજને તો માગો મારી બ્હેનો.
રહેવાનું જેલ માંહી સ્વતંત્ર થાશો ત્યાંહી. મારી બ્હેનો.
વાત નકામી ન કરશો રેંટીયાનો મંત્ર ભણશો. મારી બ્હેનો.
શીખામણ છે છેલ્લી ફેશનને છોડી દેવી. મારી બ્હેનો.
અમારે ખરૂં કહેવું સ્વરાજ જેલથી લેવું. મારી બ્હેનો.
મરી કદી જો જાશો અમર તમે તો થાશો. મારી બ્હેનો.
દાવા કરી કોર્ટમાં ન જાશો નહી તો પોક મુકીને રડશો. મારી
વાદવિવાદ ન કરશો—મહાસભાના મેમ્બર થાશો. મા
દરીયામાં દારૂ નાંખો, તાડી તો બંધ ક

# ગીત બીજું.

## ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ.

સાંભળ બ્હેની ખાદીનો મહિમા કહું
સુણજો બ્હેની પ્રેમ ધરીને આપજો
ભારત મૈયાનો સાચો શણગાર એ
જપે ગાંધીજી ખાદીના નિત જાપજો  સાભળ—૧

પરદેશી કાપડ પહેર્યાથી આપણી
ભારતની લક્ષ્મી પરદેશે જાયજો
ભારત ભાંડુ નિર્ધનને દુઃખીયા બને
ભુખ્યા બાળક ટળવળતા દેખાયજો  સાંભળ—૨

ચરબી ખેળ ચડે પરદેશી વસ્ત્રમાં
કહો તમારાથી એ કેમ પહેરાયજો
પહેર્યાથી મર્યાદા સચવાતી નથી
ફાટે જલદી બને નકામા સાવજો  સાંભળ—૩

પણ ખાદી પહેર્યાથી પૈસો આપણો
લાખો કારીગરના ઘરમાં જાયજો
રોજી મળતાં કારીગર સુખીયા થશે
આશિષ દેશે તમને વારંવાર જો  સાંભળ—૪

સસ્તી સુંદર ખાદી છે ઘણી
ફાટયાનું નહિ નામ જો
પુરી સાચવે

ચરખી ખેળ મળે નહીં નામ નિશાનજો સાંભળ—૫
ઉનાળામાં ઠંડક આપે અંગને
શિયાળામાં આપે ગરમી ખુબજો
ચોમાસામાં શરદીથી એ સાચવે
ત્રણે ઋતુમાં ખાદી આપે સુખજો સાંભળ—૬

ચક્ર સુદર્શન ગાંધીજીનો રેંટીયો
ફેરવજો ઘરઘરમાં રાખી પ્રીત જો
એ સુતરની સુંદર ખાદી વણાવજો
સૌને ખાદી પહેરાવો એ રીતજો સાંભળ—૭

નાણું બચશે, નાણું વધશે ખાદીથી
આળસને પરનિંદા થાશે દૂર જો
સુતર કાંત્યે શાંતિ મનની પામશો
સચવાશે વળી શિયળ રત્ન જરૂરજો સાંભળ—૮

વ્હાલા માટે ભોજન જે રીતે કરો
ખાદી પણ તૈયાર કરો એ રીત જો,
બજારના ભોજનમાં સાર મળે નહી
બજારના વસ્ત્રોની છોડો પ્રીત જો સાંભળ—૯
ગાંધીજી તેત્રીસ કોટીના તાજ છે
વિનવે છે બ્હેનોને વારંવાર જો
ખાદી પહેરોને ફેરવજો રેંટીયો
રાખો બ્હેનો ભારતમાની લાજ ે

# ગીત ૩ જું.

## સીતાજીના મહીનાનો રાગ.

વ્હેની સમજો સતીના ધર્મ વિચારી અંતરે
તજો વસ્ત્ર વિદેશી તમામ જેથી સુખ સંચરે;
પડયા સાંસા ઘી દુધ અનાજ તણા આ દેશમાં
લાખો લક્ષ્મી ભારતની હાય ગઇ પરદેશમાં
ગાય માતાની હિંસા થાય કતલખાના મહી,
એવાં ઘોર જુલમને પાપ જોવાય આંખે નહીં
ચડે ચરબીની ખેળ અપાર મારીને ઢોરને,
હાય એવાં પાપી વસ્ત્ર પહેરો છે શે તમે
દયા લાવો જરા દીલમાંય કારીગર ક્રોડની,
રોજી ચલાવોને આપો સુખ દયાળુ શિરોમણી;
નિજ ભાંડુને ભૂખ્યા રાખી બીજાને શું પોષશો,
દેશો પૈસો દારૂ માટીમાંય કે આંખો ખોલશો
માટે ખાદી સજોને અંગ ભારતની દેવીઓ,
રાખો સતી સીતાજીનું નામ ભારતની દેવીઓ;
દુર કાઢો વિદેશી વસ્ત્ર સામું જોશો નહીં,
એ છે આપણા દેહનો મેલ નજર કરશો નહી
પેહા કરવા કાજ સુતર તમે કાંતજો,
ગાવીને આમ સતી સાચા બનો;
ગાન પ્રભુજીનાં ગીતડાં,
ગાજો ગીત મીઠડાં;

# ગીત ૪ થું.

## ઓધવજી સંદેશો કહેજો શ્યામને.

સરકારે પુર્યો ગાંધીજી જેલમાં
જે સાંભળતાં દિલ સૌનાં ચીરાયજો;
છાતી ફાટે હૃદય મુંઝાયે હિંદનું
હિંદ તણા શિરતાજ ગયા છે જેલજો—સરકારે.

દુશ્મનની પણ આંતરડી દુભાય છે
દુખ પામે છે દેખીને આ ન્યાયજો;
આ સરકારે સારા ન્યાય કીધા ઘણા
પણ ગાંધીને જકડી વાળ્યો હાટજો—સરકારે.

દુશ્મનનું પણ દિલમાં સારૂં ચીંતવે
દુશ્મનની સેવા કરવા તૈયારજો;
પ્રેમતણા મંત્રોથી સૌને જીતીયા
એવા ગાંધી આજ પૂરાયા જેલજો—સરકારે ૩
આંખો ખોલો ઉંઘ ઉડાડો બ્હેનીઓ
ગાંધીજીની આજ્ઞા પાળો આપજો
ગાંધીજી વ્હાલા જો તમને હોય તો
પરદેશી કાપડની છોડો પ્રીતજો— સરકારે. ૪
એક વચન ગાંધીનું કોટી રત્નનું
પરદેશી વસ્ત્રોની પુટી બહામજો;
કહો તમે એમાંથી સાચવશો કયું ?

ગાંધી આજ્ઞા કે પરદેશી વસ્ત્રજો—સરકારે. ૫
ગાંધીજીએ જ્ઞાન તમોને આપીયું
તમ કાજે વેઠયાં દુઃખ પારાવારજો
તમ કાજે વળી આજ ગયા છે જેલમાં
ગાંધી આજ્ઞા પાળો વ્હાલી બ્હેનજો—સરકારે. ૬
પરદેશી વસ્ત્રો લક્ષ્મી લૂંટી ગયા
ભાઇ ભાંડુ લાખોના લીધા પ્રાણજો;
નાણા દાણા ખુટયા એના સંગથી
પરદેશી પ્હેર્યોમાં પૂરી હાણજો— સરકારે. ૭
અરે દયાળુ બ્હેનો આ શી કઠોરતા
નિર્દયતા તમને શોભે નહીં બ્હેનજો
આંસુ સારો હૈયું ખોલો આપનું
સમજીને ખાદી પ્રહેરો ભલી ભાતજો સરકારે. ૮
જે બ્હેનો પરદેશી વસ્ત્રો પ્હેરશે
હિંદતણી દુશ્મન કહેવાશે તેહજો;
દુઃખ પામી બીજાને પણ દુઃખ આપશે.
જીવતર એનું જાશે કેવળ ફોકજો—સરકારે.
સમજો બ્હેનો, સમજો સાચી વાત આ
તમને કહું છું સાચો ખાદી ધર્મ જો;
ખાદી પહેરી દેશ તણી સેવા કરો
માનો બ્હેનો માનો મારી શીખજો સરકારે. ૧૦

# ફકત બાર આનામાં બાર મહીના સુધી.

દર અઠવાડીએ અમારા તરફથી નવી નવી ગજલો કવાલી ભજન કિર્તન દેશ-સેવા; સમાજ-સેવાને લગતી ચીજોની ચોપડી સચિત્ર નીકળશે. તો તમે તેના ગ્રાહક થાઓ અને જે સાહસ ગુજરાત સાહીત્ય મં. કરેલુછે તેને મદદ કરો, મદદ કરો; તમારા બાળ બચ્ચામા નવ ચેતન રેડવા માટે ગ્રાહક થાઓ.

તમોને તમારા ઘેર બેઠા બાર મહીના સુધી ચોપડીઓ પહોચતી કરવામાં આવશે.

દેશ પ્રેમીની ફરજ છે કે તે ગ્રાહક થઇને બીજાને ગ્રાહક બનાવે.

દરેક ગુજરાતીનુ નામ ગુજરાત સાહિત્ય મંદિરમાં હોવું જોઇએ.

ભરૂચ વાસીની ડબલ ફરજ છે કે તમારા ઉપર વીશ્વાસ રાખીને ભરૂચમાંજ ગુજરાત સાહીત્ય મંદીર ખોલ્યું છે તો શું આપ મદદ નહી કરો.

લી. ગુજરાત સાહિત્ય મંદિર.

ફતેપોર બજાર—ભરૂચ.

# ગીત ૫ મું.

## સીતાજીના મહિનાનો રાગ.

ગાંધીરાજ ગયા છે જેલ વ્હેનો તમે જાગજો,
સુતા હોય પ્રમાદી વ્હેન તેનેય જગાડજો.— ૧
પરદેશી વિધવિધ ભાવતણાં તમે ત્યાગજો
શુદ્ધ ખાદી ધરીને અંગ સ્વતંત્રતા ચાખજો— ૨
હિંદ કાજે વેઠે છે દુઃખ ગાંધીજી જેલમાં
ગાંધી દુઃખને ગણે છે સુખ જાણે બેઠા મહેલમાં-૩
જેલ બેઠા મોકલીયા સંદેશ તમોને વ્હેનીઓ
ખાદી પ્હેરી શોભાવો શરીર ભારતની દેવીયો-૪
ગાંધીજીને પથારી માટે આપી છે બે કામળી
ગાદલાં ગોદડના શોખ કેદી ને શા વળી— ૫
જેની સેવાનાં હાજર રહેતા હજારો હિંદીઓ;
આજ વેઠે કેદીનાં દુઃખ પરાધીન હિંદીઓ— ૬
ગાંધીરાજના સાંભળી દુઃખ છાતી ચીરાય છે.
હાય ! ધિક ધિક આ અવતાર હૈયું ગભરાય છે-૭
પ્હેરી પરદેશી વસ્ત્ર અપાર કીધાં પાપો બહુ,
તેથી ભોગવે ગાંધીજી દુઃખ જાણો છો તમે સહુ-૮
દયા હોય જરા દિલમાંય ભારતની દેવીઓ
કરો ભીષ્મ પ્રતિજ્ઞા આજ અંગે ખાદી ધરો-૯

૧૦૫૨૦



# ગીત ૬ ઠું.

## મહા કોપ થયો તે કળીકાળમાં જો. રે

આવો આવો બ્હેન શીખ સાંભળજો.
દેશ ભક્તિ તમે હૈયે ધરોજો-આવો.
દુઃખ આવ્યું પરદેશી વસ્ત્રથીજો,
ખુટયાં નાણાં દાણા આ દેશમાંજો-આવો.
નેવું કોટી રૂપિયા જાય છે જો,
પરદેશે પરદેશી વસ્ત્રમાં જો- આ.
મોંઘા તકલાદી ને ચરબી ભર્યા જો.
પહેરવાથી મર્યાદા લુંટાય છે જો- આ.
કારીગરની રોજી તુટી ગઈ જો,
ગામ છોડી ભાગે છે શહેરમાં જો- આવે.
શહેરમાં તો જાયે મીલ પ્રેસમાં જો
રાત દહાડો હેરાન થાય જીનમાં જો— આવો.
વ્યભીચારી દારૂડીયા ત્યાં બને જો,
વણમોતે મજુર વ્હેલા મરે જો— આવો.
માટે સમજીને રેંટીયો રાખજો જો,
સુતર કાંતીને શાળમાં વણાવજોજો— આવો.
કારીગરને રોજી મળશે રૂડી જો,
દેશે અ.શીષ અંતરની પ્રેમથી જો— આવો.
નાણું બચશે અને વધશે વળી જો,
દુધ ઘી ને દાણા સસતા થશે જો— આવો.
માટે ખાદી પ્હેરોને રાખો રેંટીયો જો,
દુઃખ કાપો ભારતની દેવીઓ જો— ૨

# ગીત ૭ મું.

બ્હેનોને મારી વિનંતિરે લોલ,
જેલ જવાની મને હોંશ જો—સ્વામી.
ધારો તમે જેલમાંરે લોલ,
સાથે લેતા મને જાવ જો—સ્વામી.
સીતાજી રામની સાથમાંરે લોલ,
વેઠયાં દુઃખો વનવાસ જો—સ્વામી.
દુઃખો વેઠયાં છે આકરારે લોલ,
દમયંતિ નળ સાથ જો—સ્વામી.
અંધારી ઓરડીમાં પુરશેરે લોલ,
તો પણ ડરીશ નહીં લેશ જો—સ્વામી.
ઘેબર સમ મને ભાવશે રે લોલ;
જેલમાં રોટલો ને છાશજો—સ્વામી.
ઘંટીમાં દાણા પીસશું રે લોલ,
ગાશું પ્રભુજીનાં ગીત જો.—સ્વામી.
પ્રાણ જાયે પણ ના ડગું રે લોલ,
સાચવીશ શિયળ રત્નજો—સ્વામી.
જાવા દઉં કેમ એકલારે લોલ;
અર્ધાંગના લયો સાથ જો—સ્વામી.
એકલડી ઝુરી મરૂં રે લોલ
જેલમાં ભજું પ્રભુ નામ જો,—સ્વામી.
સુખ દુઃખમાં ભાગ માહરો રે લોલ;
પુરો સ્વામી મારા કોડ જો—સ્વામી.

# ગીત ૮ મું.

હોંશ છે, હોંશ છે, હોંશ છે રે;
મને જેલમાં જવાની હોંશ છે—

ગાંધીજીએ રણશીંગડું ફુકયું
તાલાવેલી મને થાય છે, રે—મને.

દાસ સિધાવ્યા, લાલા પધાર્યા
મોતી જવાહીર ત્યાંજ છે રે—મને.

અલી બિરાદર મહમદ શાકત
એમનો મ્હેલ પણ જેલ છે રે—મને.

ઝુંપડામાં તો જીંદગી ગાળી
હવે જશું જેલ મ્હેલમાં રે—મને.

સ્વયં-સેવક તો ટોળે ટોળામાં,
જેલમહીં ઉભરાય છે. રે—મને.

પરતંત્રતા ઘરવાસ કર્યો બહુ.
સ્વતંત્રતાનું ધામ જેલ છે રે—મને.

ભોજનનું અજીરણ બધું વેઠયું,
હવે ખાવો સુકો રોટલો રે—મને.

દુઃખ વેઠીને દુઃખ હઠાવું,
સાચું સુખ તો જેલ છે રે—મને.

## તૈયાર રહેજો.

-૧૯૨૩ ને દીવસે બહાર પડશે સચિત્ર.

# દેશ સેવા.

કે જેમાં દેશ સેવાને લગતી ગઝલો ભજન કિર્તન
ને યાદ રાખવા જેવી ચીજોનો સંગ્રહ છે.

ગુજરાત સાહીત્ય મંદિરનું આ પહેલવેલું સાહસ
તમે તેને તેની ચોપડી ખરીદીને મદદ કરશો.

## યાદ રાખજો કે

ગુજરાત સાહીત્ય મંદિરે એક મહીનામાં રૂ. ૫૦ પચાસ ) સસ્તુ સાહીત્યનો ફેલાવો કરવા ખોયા છે. તો આવતો મહીનો તેમ ન જાય તેમ કરજો તમારા મિત્રમંડળમાં પણ પૈસા સીરીઝનો ફેલાવો કરો પરમાત્મા તમારૂ ભલું કરશે.

લી.

ગુજરાત સાહીત્ય મંદિર.

ફુરજાપોર બજાર—ભરૂચ.



# ગીત ૯ મું.

રઘુપતી રામ રૃદયમાં રહેજોરે-

સુણો બહેની આ સમે શીખ સારીરે
સુખ સાચું છે સાદાઈમાંહી—સુણો.
મોજશોખ ને વૈભવ છોડો રે;
દેશ સેવામાં મનડું જોડો રે;
હિંદમાતાનાં બંધન તોડો—સુણો.
પેહરો પ્રેમે પનોતિ ખાદી રે
એમાં હિંદ તણી છે આબાદી રે
પરદેશી પહેરે બરબાદી —સુણો.
રેંટીયા ઘરઘરમાં ચલાવો રે;
કજીયાને ટંટા અટકાવો રે;
લાખો લક્ષ્મી લુંટતી બચાવો—સુણો.
રેંટીયા મોંઘવારી હઠાવેરે.
જોર મરકી તણું ના ફાવે રે
દુઃખ દરિદ્ર દુર જાવે—સુણો.
દુખીયાની આંતરડી ઠારોરે;
મરેલાને વધુ ના મારો રે
રેંટીયા ને ખાદીથી તારો—સુણો.

—✻—